# પારસીઓ
# અને પૉલીટીકસ.

તેમની રાજ્યદ્વારી સેવાની

જરૂર.

તેમના વડવાઓએ કરેલાં કામો

લખનાર:—શ્યાવક્ષ ડા. આબવાળા.]

# પ્રસ્તાવના.

હિંદુસ્તાનની આજની રાજ્યદ્વારી સ્થિતિ બહુ ઝડપથી બારીક બનતી જાય છે. આજે દેશની અંદર રાજ્યદ્વારી ઉશ્કેરણીના મોજા ગોયા પસાર થાય છે. પારસીઓ આ દેશની પ્રજાનો એક અગત્યનો ભાગ છે. અને તેઓએ છુટા યા કોમ તરીકે એ ચળવળમાં પોતાનો પારસી તરીકેનો લાયક દરજ્જો જાળવીને ભાગ લેવા એ ગોયા દેશાભિમાનની નજરે લેતા યા જરથોસ્તી ધર્મના તરીકાને અનુસરીને લેતાં ફરજ બજાવવા જેવું થઇ પડે છે.

પારસીઓએ મૉડરેટ બનવું યા અસહકારી બનવું એ લેખકનો મૂળ ઉપદેશ નથી. કોઇનાં પણ વિચારના છુટાપણા પર ત્રાપ માગવી એ રાજ્યદ્વારીપણાંને પહેલો ઊંડો ધા મારવા બોસાલ છે. સર દીનશાહ વાચ્છા જેવા હૈયાત રાજ્યદ્વારી મોડરેટ છે, અને પારસી છે માટે આપણે પણ તે પક્ષ ધારણ કરવો એ આપણી પોતાની અક્કલ છોડી બીજાની સુઝે ચાલવા બરોબર છે. તેમ વળી મી. ગાંધી ખાદીના વસ્ત્રો પહેરવાનું ફરમાન કરે છે તો આપણે આપણા વડવાઓથી ઉતરી આવેલો માથાનો પહેરવેશ વગેરે છોડી દેવું એ વડવાઓના જેવા પૂજ્ય ગુરૂઓને છેડી મી. ગાંધીના પગ આગળ પાયે પડવું એવું થાય છે. પારસીઓને માત્ર સ્વતંત્રપણે રાજ્યદ્વારી વિષયોમાં આગળ પાડવા તેમજ તેમને એ દિશાએ વધુ ઉલટમંદ ઉત્સાહ લેતા બનાવવા કે જેથી તેઓ પોતાના ધર્મ અને મૂળ સદ્‍ગુણોને લાયકના વધુને ધુલ બનતા રહે એ લેખકની મૂળ નેમ છે. તે પાર પાડવામાં મને મારા મિત્ર મી. ખુરશેદ નરીમાન વકીલે જે સહાય આપી છે તેનો હું આત કે આભાર માનું છું. આ ચોપાન્યામાં બનતાં સુધી આપણા મહાન રાજ્યદ્વારીઓ શું કરી ગયા છે તે બતાવવાનો પ્રયાસ કીધો છે, એટલે વાંચકો પોતાના વિચારો બાંધવા વધારે છુટા રહે.

કર્તા.

# રાજયદ્વારી ચળવળ

## એટલે શું?

———•◦✕◦•———

રાજ્યદ્વારી હીલચાલથી એક કોમ કદીબી પરહીઝ રહી શકે નહી. પછી તે કોમ દેશની પ્રજાનો મુખ્ય ભાગ હોય યા એક નાનો વિભાગ હોય. તવારીખ તેમજ આર્થીક અને સાંસારીક બંધારણ આ મુજબનાં સિદ્ધાંત ઉપર આવવાને આપણને શીખવે છે.

### પારસીઓ રાજયદ્વારી હીલચાલોથી અલગ થઇ શકે કે?

પારસીઓ આજ વર્ષો થયાં હીંદની એકત્ર વસ્તીના જથામાં હસ્તી ભોગવતા આવ્યા છે. એટલે તેઓની જવાબદારીઓ, તેઓની ફરજો, અને જોખમદારીઓ મોટે ભાગે તે વસ્તીનાં એકત્ર ભાગની ફરજો, જોખમદારીઓ જવાબદારીઓ સાથે ઘાડો સમાગમ ધરાવે છે. જો એ ફરજો ઇત્યાદીનો આપણે સંપૂર્ણ જવાબ આપીએ નહીં તો બીજી કોમો આપણી સામે અભાવ ધરાવે એટલું જ નહી પણ ખુદ આપણે આપણી પોતાની અત્રેની સ્થિતિ નબળી બનાવનાર થઇએ. કોઇપણ સત્યમાન સરકારના રક્ષણ હેઠળ રહેવાની પહેલી જરૂર છે. પણ દેશની સેવા બજાવવી એ તેથી પણ

વધારે અગત્યની ફરજ છે કે જે વીના આપણે આ દેશમાં હસ્તી ભોગવવાને લાયક ગણાઇએજ નહીં. રાજદ્વારી હીલચાલનો અર્થ આજે ઘણાઓ એમ કરે છે કે સરકાર સામે માથું ઉચકવું, સરકારની બદગોઇ કરવી, સરકાર સાથ છીંટાં શોધવા, પણ એનો અર્થ આ નથી. તેનો અર્થ તો આપણા વડવાઓ આપણને પુરે-પુરો શીખવી ગયા છે. દાદાભાઇએ અને ફીરોઝશાહે, નવરોજજી ફરદુનજીએ અને ડોસાભાઇ ફરામજીએ જે સીમા દોરી છે તે ખરી રાજ્યદ્વારી હીલચાલ છે. તેથી પારસી કોમ ગોયા સુધરેલી યુરોપીયન કોમો વચ્ચે માન ભરેલી સ્થિતિમાં મેલાઇ છે. જો આ ખરો અર્થ સમજાવવામાં આવે તો રાજ્યદ્વારી હીલચાલોથી પરહીજ રહેવું એ આજે પારસીઓને માટે કેટલુ નામુનાસેબ છે, તે સહેલાઇથી પીછાની શકાશે. ખુદ હોમરૂલનો આઇડીયલ બહુ ઉત્તમ છે. સ્વરાજ્ય દરેક પ્રજાનો જન્મ સિદ્ધ હક છે. એ આઇડીયલ તરીકે આપણે પણ સ્વીકારી શકીએ. પણ એના બેહુદા ઢીંગાણાં સામે આપણે ખફગીથી જોઇશું, પણ તે પર બોલવાનો અત્યારે પ્રસંગ નથી. મતલબ એટલીજ કે દાદાભાઇએ આ આઇડીયલ આખી હીંદી પ્રજા સન્મુખ ધર્યો હતો. અને તેજ આપણેબી એક વિભાગ તરીકે આપણી નજર સન્મુખ ધરી શકીએ. પણ તેના અતેરાંથી પરહીઝ રહેવું એ તો સાધારણ માણસની અકકલમાં ઉતરે એવી વાત છે.

## ડાહ્યાઓની ડાહી વાત.

કેટલાક ડાહ્યા સાહેબો પ્રજાકીયપણું, પ્રજા, પ્રજાનું બંધારણ વિગેરે સમજ્યા વિના હોમરૂલરોએ લોર્ડ વીલીંગડન સામે

ઢીંગાણું રચ્યું તો તેથી હોમરૂલને ગરદન મારવા અને પારસી-ઓએ રાજ્યદ્વારી હીલચાલમાં મુદલ નહી જોડાવાની ભલામણ લઇને બાહેર પડ્યા હતા. આજે સ્વતંત્ર વિચારની કોતાહી કેટલી છે તે આ ઉપરથી જણાય છે. યાદ રાખવાનું છે કે રાજ્યદ્વારી વિચારો ધરાવનારાઓમાં જેટલાં તડાં હોય તેટલાં બીજા કોઈ વિષયમાં હોતાં નથી, પણ તેથી મૂળ નિયમને શા સારૂ ભૂલી જાઓ છો? લોર્ડ વીલીંગ્ડન સામે ઢીંગાણું રચવાના વિચારથી ખુદ હોમરૂલરો છુટા પડ્યા હતા. તેથી મી. બમનજી યા મીo ઝીણા જેવા રાજ્યદ્વારિઓ હોમરૂલનો ખ્યાલ છોડી નથી બેઠા, યા મી. ભુલાભાઈ દેશાઈ સ્વરા-જ્યની હીમાયત તરછોડી કાઢી શકયા નથી. પણ પારસીઓમાં બ્હીકણપણું કેટલું દાખલ થતું જાય છે, તેઓમાં Conserva-tive જુસ્સો કેટલો બધો વધી પડયો છે અને એકજ વિચારના કેટલાં ગુલામ થઈ પડયા છે તે આ ઉપરથી જણાઇ આવે છે. વળી કેટલાક સાહેબો એક ગમથી એક વાત લોકોને સમજાવે છે અને બીજી ગમથી પોતે પોતાની જાહેર જીંદગી બાંધવાની પેરવી કરે છે. એ બી સ્વતંત્રતા કેટલી હદે ઓછી થઈ ગઇ છે તે દર્શાવે છે ત્યારે એમ થવું જોઇતું નથી. એમ કોઇ કહેતું નથી કે આજ ને કાલ હીંદુ ઇસ્લામી ભાઇઓને સ્વરાજ્યની તીજોરી ખોલીને તે માંહેનો ખજાનો તેમને સ્પુરદ કરી દેઓ. તે થતાં ઘણુવખત જોઇશે. પણ પારસીઓ તરીકે દેશનું રાજ્યદ્વારી કલ્યાણ કરવામાં પારસીઓ જો ભાગ લે તો આ કોમોની રૂડી રાહબરી કરી શકે. રાહબરી નહી તો પારસીઓ સ્વમાનથી હીંદમાતાની ભૂમી પર રહી અને જ્યાં સુધી અત્રે સરજત છે ત્યાં સુધી

પાછળ હઠવાનો નહી પણ આગળ ધસવાનો દાવો આગલી હરોળમાં તેઓ રજુ કરી શકે.

## આપણા વડવાઓ શું સમજણ ધરાવતા નહીં હતા?

આપણા રાજ્યદ્વારી વડવાઓ પુરેપુરી સમજણ ધરાવતા હતા કે હીંદના રાજ્યદ્વારી ભલામાં પારસીઓનું'બી ભલું છે, નહીં તો એકત્ર કોમ તરીકે પારસીઓ પોતાનો શું ભાગ ભજવવા માગે છે? ધાન શાક ખાઇને પેટ પસવાર્યાં કરવું છે! કોમ ઉપરાંત દેશ અને દુનીયા બી છે તે ભુલવું જોઇતું નથી. કોમની હદની બહાર જરા નજર કાઢો. પારસણો જુદ્દીનો સાથે ગઇ તો ધારા બાંધવાની દોડધામ કરી, એ બહુ સારી વાત છે. પણ પારસીઓ કોમાભિમાન અને દેશાભિમાન છોડતા જાય છે તેનાં કાર્યસાધક પગલાં શું લીધાં? તેની ગેરહાજરીમાં આજનો જુવાન્યો, સોસાયટીઓ, મંડળો, ઉંચા વિચારો અને દેશ કલ્યાણના આઇડીયલો વીગેરેને લગતા ખયાલો બાજુએ છોડતો જાય છે. તેને જો તેમાં ઇન્ટરેસ્ટ પડતો નહી તો તેમાં આપણોજ વાંક છે.

## ઇરાનના નામે જુસ્સો ચઢે છે કે?

એમ કહેવું વાજબી છે કે આપણી માદર જમીન તો ઇરાન છે. તો આપણને હીંદુસ્તાન વિષે ઇરાન જેટલું લાગે નહીં. પણ એટલું'બી ભુલવું જોઇતું નથી કે ઇરાન કોઇ આજ ને કાલ જવાના નથી. બહુ તો જશન કમીટીવાળા ભાઇઓ ત્યાં જઇને પહેલું જશન માંડી આવે તેજ. હજુ ઇરાન જતાં વર્ષો જોઇશે. એ તો કદાચ એવું બને કે અંગ્રેજ સત્તાવાળાઓના

સ્વતંત્ર હાથમાં ઇરાન જઇ પડે અને પારસી કોલોની સ્થાપવમાં આવે ત્યારે, બાકી ત્યાંસુધી તો ભારત ભૂમિમાંજ આપણો વસવાટ છે. એટલી શુક્ર ગુઝારી કરો કે હીંદમાં આશરો છે, નહી તો પરમુલકમાં ધર્મ અને કોમ બધું જડમૂળથી ઉખડી જતે. ત્યારે ભારત માતાના આશીર્વાદ કાંઇ આપણા શીર ઉપર ઓછા નથી. તે દેવું શું ફેરવવું નથી? કહેવામાં આવે છે કે દાદાભાઇએ અને ફીરોજશાહે એવું કીધું છે કે તે દેવું ફેરવાઇ ગયું છે, પણ એ ગલત છે. હીંદે તેઓ માટે શું કીધું ને શું નહી, યા તેઓએ હીંદ માટે શું કીધું યા શું નહીં તે તેઓ સાથે ગયું. આપણે આપણા માટે શું કીધું? તેનો કાંઇ હીસાબ કાઢયો? આજે આપણે અહીંયા જીવીયે છીયે તેનું દેણ આપણે કેમ ફેરવવું તેનો કાંઇ વીચાર કીધો? આપણે માટે આપણે છીએ. આપણે માટે ભૂતકાળના પુરૂષો નથી. ભૂતકાળની કીર્તિ ઉપર જીવવું એ ભવિષ્યની તારીખમાં ગબાડું પાડવા જેવું છે. માટે પારસીઓએ આ જાતની apathy છોડવી ઘટે છે.

## હિંદના પહેલા ઓરખાહ્ધામાં બીરાજતાં પારસી નામો.

જ્યારે ઇંગ્લંડની અંદર એડમન્ડ બર્ક જેવા હીંદ તરફ દીલસોજી ધરાવતા મહાન રાજદ્વારીઓ હતા ત્યારથીજ હીંદુસ્તાનને લગતા સવાલો ચરચાવા લાગ્યા હતા. પણ જ્યારે ૧૮૪૭ માં હીંદનો હિતાર્થી જોન બ્રાઇટ પાર્લમેન્ટમાં દાખલ થયાં ત્યારથી તો હીંદના સવાલો નીયમસર ચાલુ વાદવીવાદનો વિષય થઇ પડ્યા. આ એની કાળજી જ્યારે ૧૮૫૩ માં સર

ચારલસ વુડનું ઈંડીયા બીલ પાર્લામેન્ટમાં દાખલ થયું ત્યારે પુરેપુરા આકારમાં બાહેર પડી હતી. ૧૮૫૮ માં જ્યારે હીંદી બળવો ખતમ થયો. અને હીંદુસ્તાનનું રાજ્ય અંગ્રેજ સરકારને વાધીન થયું ત્યારે આજ જોન બ્રાઇટ એક ખરડો ઘડયો હતો જેનું મૂળ છુટાપણાં ઉપર રચાયલું હતું. એજ વખતે બંગાળનો જાણીતો રાજદ્વારી વક્તા બાબુ લાલમોહન ઘોષ વીલાયતમાં હતો અને તેઓ બ્રાઇટ કનેથી ઘણુંક શીખ્યા હતા. ત્યાર બાદ હેનરી ફોસેટ, હરબર્ટ પોલ, ચાર્લ્સ બ્રેડલો, હ્યુમ, સર હનરી કૉટન, સર વીલીયમ વેડરબર્ન એમ ફરીને કેટલાક અંગ્રેજી મિત્રોએ રાજદ્વારી હીલચાલનો ઝુંડો ઉઠાવ્યો અને આપણા પહેલા રાજદ્વારી કારબારીઓમાં હીંદીઓ તરફથી એકજ હીંદીવાન તેમનો સાથી હતો. તે કોઇજ નહી પણ આપણા મહાન પારસી વડવા દાદાભાઇ નવરોજી હતા. પોતાની જીભ વડેજ નહી પણ પોતાની કલમ વડે પણ રાજદ્વારી ચળવળો જાગૃત કરવામાં પારસીઓજ હતા. મુંબઇ તરફ છાપાની તવારીખ લેતાં પહેલ વહેલાં પત્રો પણ પારસીઓએજ કાઢ્યાં હતાં. સંસાર, રાજ્ય, અર્થશાસ્ત્ર વિગેરેને લગતા સવાલો પારસીઓએ ઉપાડ્યા હતા અને દાદાભાઇ નવરોજીને દીનશાહ વાચ્છા ઓયા fire brand હતા, જો સ્વતંત્રતાનો જુસ્સો હીંદુસ્તાનમાં એક નિયમાનુસાર ધોરણે કોઇ પણ કોમે યા પ્રજાએ દાખલ કીધો હોય તો તે પારસીઓજ હતા. ચોખા, ખુલ્લા મને શું સરકાર કે શું રઇયતને ચોખ્ખે ચોખ્ખું પરખાવી દેતા. એ માટે જ્યારે મી૦ બેહેરામજી મલબારીનું "ઈન્ડીયન સ્પૅક-

ટેટર " નામનું પત્ર નીકળતું હતું ત્યારે તેની સાથે દાદાભાઇએ પોતાનું "વૉઇસ ઓવ ઈંડીયા" નામનું એક પત્ર કાઢવા માંડયું અને જોડી દીધું હતું. એ ઉપરાંત નાના મોટા નીબંધો, જાહેર સંભાઓમા વાંચવામાં આવેલાં ભાષણો જે મી. દાદાભાઇ તરફથી બાહેર પાડવામાં આવ્યાં હતાં તેની તો કશી ગણત્રી એમ પણ નથી.

## સીવીલ સર્વીસના બાબમાં બજવેલો ભાગ.

સીવીલ સરવીસમાં લગભગ ૧૮૭૫-૮૦ ના સમયમાં મી. રૂસ્તમ વાડીયા નામના એક પારસી જવાન વીલાયતમાં પરીક્ષામાં બેસવા ગયા ત્યારે તેના સામે ઉમરની હદનો સવાલ વચે આવ્યો, અને આખરે તેવણુને પરીક્ષામાંથી બરતરફ કરવામાં આવ્યા હતા. તે વખતે દાદાભાઇ ઇંગલંડમાં ન હતા. ત્યારે તેવણુની આંખ હીંદીવાનોને સીવીલ સર્વીસના બાબમાં પડતી હાડમારી તરફ ખેંચાઇ. લોર્ડ સૅાલઝબરી કે જે આ વખતે ઇંગલંડનો વડો વજીર હતો અને જે દાદાભાઇ નવરોજીને Black man of India કરીને કહેતો તે સીવીલ સરવીસમાં દાખલ થતા વાધાર્થીઓની ઉમરની હદ ૨૩ પરથી ૧૯ પર લઇ ગયો, તો તેની સામે ઇંગ્રેજી છાપામાં તેમજ વીલાયતના તખ્તા ઉપરથી દાદાભાઇએ ધુજારો ચલાવ્યો હતો.

## એકી વખતે પરીક્ષા લેવાની હીલચાલ અને પારસીઓ.

દાદાભાઇ નવરોજી ગુજર્યા ત્યાં સુધી હીંદ અને વીલાયતમાં એકી વખતે સીવીલ સર્વીસની પરીક્ષા લેવાય એવું ઇચ્છતા

હતા. એને લગતી હીલચાલ સને ૧૮૭૯ માં વહેવારૂ પગલે ચાલવા લાગી, ઉત્તરમાં બનારસ. અલાહાબાદ, લખનૌ કાનપોર, મીરત, આગ્રા, વીગેરે ઠેકાણે સભાઓ ભરાવા લાગી. ત્યાં સર હેનરી કૉટને ધુબારો શરૂ કીધો; અલીગઢ તરફ સર સૈયદ અહમદે ચળવળ જાગૃત કીધી. બંગાળ મધ્યે સુરેન્દ્રનાથ બેનરજીએ હીલચાલ કરી; દખણમાં સાર્વજનીક સભાવાળા નામજોશીએ તખતો ધુજાવવા માંડયો. ત્યારે મુંબઇ ખાતેથી બીજા સર જમશેદજી, વિશ્વનાથ મંડળીક, મંગળદાસ નથુભાઇ અને નવરોજી ફરદુનજીએ ઝુંડો ઉડાવ્યો. એ વખતે દાદાભાઇ વીલાયતમાં સખત જુમ્બેસ ચલાવી રહ્યા હતા. આ પછી ૧૮૭૮ માં દીલ્લી ખાતેની દરબાર ખતમ થઈ તે વખતે બધા હીંદીવાનોએ સાથે મળીને પાર્લમેન્ટ ઉપર એક મોટી અરજી ઘડી કાઢી, તેમાં સીવીલ સર્વિસને લગતા હકોની માંગણી કરવામાં આવી, જે ઉપર જે પારસીઓની સહી આવેલી તેમાં દાદાભાઇ નવરોજી, નવરોજી ફરદુનજી, સર જમશેદજી, ફીરોઝશાહ મેહતાની હતી.

## ઈલ્બર્ટ બીલ અને સર ફીરોઝશાહ મેહતા.

૧૮૮૨–૮૩ નો જમાનો ભલા લૉર્ડ રીપનનો હતો. તેણે સ્વરાજયની પહેલ કરી હતી, અને સ્થાનીક સ્વરાજયનો હક દેશીઓને આપવામાં આવે એવી પહેલવહેલી હીમાયત કરી હતી. તે ઝઘડામાં ખાસ કરીને મુંબઇમાં કોઇએ બી જો પુષ્કળ ચળવળ

જગાડી હોય તો તે સર ફીરોઝશાહ મેહતા હતા. ૧૮૮૨ માં ઇલ્બર્ટ બીલનો ઝઘડો જાગ્યો, તેમાં એવું ઠરાવવામાં આવ્યું હતું કે યુરોપીયન યા અમેરીકન ગુનેહગારો હોય તો તેનો ફેંસલો પણ હીંદી માજીસ્ત્રેટ આપી શકે, આની સામે અત્રેના યુરોપીયનોએ ગોયા બળવોજ કીધો. તે એટલે સુધી કે લોકોને યુરોપીઅનોએ કરેલાં બંડની સામે વાંધો ઉઠાવવો પડયો હતો. અમે બીજાઓ ઉપર અમલ ભોગવીએ અને ચાહે તો તેમને ગુલામો વટીક બનાવીશ કીએ; પણ જો અમે ગુન્હો બી કરીએ તો પણ અમને કોઇ કહી શકે નહિ. આ નિયમ નહિ ચલાવી લઈ શકાય એવો હતો. તે વખતના લોકમુખીઓ સર ફીરોઝશાહ, કાશીનાથ તીલાંગ, અને બદરૂદીન તૈયબજી હતા. તેઓએ ટાઉન હૉલમાં સભા ભરીને લૉર્ડ રીપનની સરકારને સંપૂર્ણ ટેકો આપ્યો. યુરોપીઅનો તો લાર્ડ રીપનની સામે એટલા રૂઠયા હતા કે તેને વિલાયત ચઢાવી દેવાની પેરવી વટીક કરવા લાગ્યા હતા. સર ફીરોઝશાહે તે વખતે યુરોપીઅનોમાં બેસાડેલો ત્રાસ મજબુત જબુન હતો. તે વખતનાં એમના ભાષણે તેમજ તે સભામાં એઓએ પસાર કરાવેલા ઠરાવોથી સમસ્ત યુરોપીઅન પ્રજામાં એમના નામનો ભારે ડર બેસી ગયો હતો. ઇલ્બર્ટ બીલ અને સર ફીરોઝશાહ એ બે નામોએ હિંદુસ્તાન તેમજ વિલાયતમાં લાંબી મુદત સુધી રાજ્યદ્વારી ઇતિહાસમાં બહુ અગત્યની પદવી જાળવી હતી.

# પારસી ખમીર અને જુસ્સાથી હીંદમાં થયેલી જાગૃતિ.



## નવરોઝજી ફરદુનજીની મધુર યાદ.

ઇરાનની ભૂમિ છોડી આવ્યા પછી પારસીઓએ હીંદુસ્તાનમાં જાદીરાણાની પનાહ હેઠળ આશરો શોધ્યો; અને તે વખતથી પારસીઓ ઉપર તેમને જે જીવતદાન મળ્યું તેના બદલામાં હીંદની સેવા બજાવવાની ગોયા ફરજ આવી પડી. પણ એ ફરજનું કર્જ પારસીઓએ હીંદની એક તરેહની નહી પણ અનેક તરેહની સેવા બજાવીને ફેરવી આપ્યું છે. શું સંસાર સુધારામાં કે શું કેળવણીના બાબમાં, શું આર્થિક હીલચાલોમાં કે શું રાજદ્વારી વિષયોમાં, પારસીઓએ જે અદના નામ કાઢયું છે અને હીંદીવાનોની રાહબરી કરી છે તે આજે ઘણે મોટે ભાગે ભુલાઇ જવામાં આવે છે. આજે બી હીંદના પ્રારબ્ધને વધારે ઉંચું અને વધારે દીપાયમાન કરવાના હિંદીવાનોના પ્રયત્નોમાં પારસીઓજ પોતાના ઉંચા જુસ્સા અને ઉંચાં ખમીરથી આગલી હરોળમાં આવી શકે. હીંદનું ભલું આજેબી પારસીઓજ કરી શકે.

જ્યારે બ્રીટીશ ઇસ્ટ ઇંડીઆ કંપનીનું રાજ્ય હીંદમાં ચાલતું હતું ત્યારે સાધારણ રીતે લોકો કેળવાયલા નહોતાં, તેમજ સરકાર તરફથી પણ જે અનેક પ્રકારની સ્થિતિઓ ઉભી કર-

વામાં આવતી હતી તે લગાર સખ્તાઇ ભરી હતી આથી રાજદ્વારી જુસ્સા જેવું કશું પણ લોકોમાં હતું નહી. જ્યારે લાર્ડ વીલીયમ બેન્ટીન્કના જમાનાની શરૂઆત થઈ અને અંગ્રેજી કેળવણી એક ધોરણ તરીકે દાખલ થઇ ત્યારે હળવે હળવે રાજ્યદ્વારી બીનાઓપર માત્ર કેળવાયલા વગર તરફથી ધ્યાન અપાવા લાગ્યું. આખાં હિંદુસ્થાનમાં એ રીતે આગળ વધેલાઓ મોટા હીંદીવાનોમાં

## રાજા રામમોહનરાય અને સર જમશેદજી જીજીભાઇ

હતા. બંનેની નીતિ ઘણીજ મધ્યમ બલ્કે સરકારની બાજુમાં એટલી ઢળેલી હતા કે કદાચ હાલના અંતિમ પક્ષવાળાઓ તેમને સરકારના પૂજારીઓ તરીકેબી ઓળખવાને લલચાય. રાજા રામમોહનરાયનો લાગવગ ભારે હતો. તેવણ વીલાયત બી ગયા હતા અને તેમની અસર હેઠળ જે જુસ્સો પેદા થયો તેથી બે અગત્યના રાજ્યદ્વારી મંડળો હસ્તિમાં આવ્યા જેનાં નામો

## બ્રીટીશ ઇંડીઅન એસોસીએશન અને બોમ્બે એસોસીએશન.

છે. જે સાલમાં મહાન પારસી દાદાભાઇ નવરોજીએ "રાસ્ત ગોફતાર" ની સ્થાપના કીધી એટલે કે ૧૮૫૧ માં તેજ સાલમાં આ બંને મંડળો પણ હસ્તિમાં આવ્યાં. આ વખત રાજદ્વારી હીલચાલના સ્થાપકોમાં જે મુખ્ય નામો જેવામાં આવે છે તે પ્રસનકુમાર ટાગોર, રાજેન્દ્રલાલ મિત્ર, રામગોપાળ ઘોષ, રાજા દીગંબર મીત્ર, પીઆરીચંદ મિત્ર, હરીચંદ્ર મુકરજી, જગન્નાથ

શંકર શેઠ, અને દાદાભાઇ નવરોજીનાં છે. મુંબઇ તરફથી બાહેર પડેલા રાજદ્વારી આગેવાનોમાં ત્રણજ નામો છે, તેમાં એક સર મંગળદાસ નાથુભાઇ અને બીજાં બે પારસીઓના છે જે દાદભાઈ નવરોજી અને નવરોઝજી ફરદુનજીનાં છે.

એક પારસી મેળાવડામાં સર ફીરોઝશાહ મહેતાએ નવરોઝજી ફરદુનજીની મધુર યાદમાં વિવેચન કરતાં જણાવ્યું હતું કે તેવણ સર ફીરોઝશાહના રાજ્યદ્વારી ગુરૂ હતા. નવરોઝજી ફરદુનજી ઘણા મધ્યમ વિચારના રાજદ્વારી હતા, પણ તેજ વખતે લોકો તરફથી એવી જુમ્બેશ ચલાવનારા હતા કે મુંબઇની મ્યુનીસીપાલીટીની હસ્તિ ગોયા એવણજ જાહેરમા લાવ્યા હતા, અને તેને લોકોના કારોબારમાં અગત્યનો હીસ્સો લેનારી કીધી હતી. નવરોજી ફરદુનજીનો એલકાબજ Tribune of the People હતો. એવણ જ્યારે ગુજર્યાં ત્યારે એમને માટે લખ્યું હતું કે લોકરક્ષી નવરોઝજીએ મુંબઇમાં રાજદ્વારી જીંદગીનો પાયો ગોયા નાખ્યો હતો. His stout and fearless advocacy of the popular cause " આ સખુનો જુની ફાઇલોમાંથી જડી આવે છે. બોંબે એસોસીએશન પંદરેક વર્ષ સુધી ડગુમગુ ચાલ્યા કીધી, પણ તેને એક અગત્યનાં રાજ્યદ્વારી મંડળમાં ફેરવી નાંખનાર નવરોઝજી ફરદુનજી હતા. આ બન્યું ૧૮૭૩ માં.

## નવરોઝજી ફરદુનજીનો અસરનું પરીણામ.

નવરોજી ફરદુનજીની ચળવળનાં પરીણામમાં મદ્રાસ ખાતે

આનંદ ચારલુ વિરરાઘવ આચાર્ય, હાંગીઆ નાઇડુ, સુબ્રહ્મણ્ય આયર વીગેરેએ સાથે મળીને મદ્રાસ નેટીવ એસોસીએશનની સ્થાપના કીધી. આ ઉપરાંત પુનાના મરાઠા ભાઇઓ જેવા કે રાવ બહાદુર કૃષ્ણાજી લક્ષ્મણ નુળકર, સીતારામ હરી ચીપલોનકર વીગેરેએ મળીને "સાર્વજનીક સભા" સ્થાપી. આ રીતે નવરોઝજી ફરદુનજી અને દાદાભાઇ નવરોજજી જેઓ પણ એમના સાથેજ કામ કરી રહ્યા હતા, તેઓનાં ઝેન ઉત્સાહ અને ઉલટથી હીંદના દક્ષિણ વિભાગમાં રાજદ્વારી તકરારોને જન્મ મળ્યો. આ રીતે પારસીઓએ હીંદુસ્તાનની જાહેર જીંદગીની સ્થાપના કરી. અગાઉથી વખતની કોઇબી હીલચાલની તારીખ વાંચીશું તો તેમાં પ્રમુખ સ્થાને ઘણું કરીને ગવર્નરો યા એવા જાણીતા આગળ પડતા અમલદારો બેસતા, અથવા સર જમશેદજી જીજીભાઈ બેસતા, અને અગત્યના ઠરાવો મુકનારાઓમાં બી પારસીઓજ હતા. ટાઉનહોલની ચારે દીવાલો ગરજનાથી ગજાવી મુકનારાઓમાંબી પારસીઓજ હતા.

આ રીતની હીલચાલો જ્યારે થતી હતી ત્યારે કોંગ્રેસની સ્થાપનાનો સવાલ ચર્ચાવા લાગ્યો, અને ૧૮૮૫ માં હીંદના પહેલા મિત્રોમાં પારસીઓએ શું કર્યું હતું તે આપણે જોઇશું.

---

## દેશની સેવા પાછળ પોતાની જીંદગી ખતમ કરનાર મહાન હીંદીવાન.

સર ફીરોઝશાહનું નામ ગોયા ઘરેઘર અને શહેરેશહેર રાજદ્વારી ચળવળોમાં એક હુંલ મારક મુવાફેક થઇ પડયુ છે, અને તેમનું કામ આજે હીંદમાં 'સ્વરાજ્ય, જોખમદાર સરકાર' વીગેરેના જે પડધા પડે છે તે પડધા પાડવામાં પહેલ કરનાર હતું. મરહુમ સર ફીરોઝશાહની જીંદગીનો અહેવાલ લખવાની અત્યારે મકસદ નથી. મરહુમનાં ગુણગાન કરવાનોબી ઇરાદો નથી, પણ તે મહાન સપુતે દેશની જે સેવા બજાવી હતી તે ઉપરથી હાલની ઓલાદે શું કરવાનું છે, તેણે શું માર્ગ ખોળી કાઢવાનો છે, અને તેણે દેશનાં ભલાંને અર્થે શું કામો માથે ઉઠાવવાં છે તે ઉપર વિચાર કરવાનો છે.

## સર ફીરોઝશાહ એક શ્રેષ્ટ શેહેરી.

શેહેરીનું નામ લેતાં આપણે આજનો સાધારણ શરીરે સુકાયલો, મગજે નબળો, ખીસે ખાલી, અને આત્માએ દુર્બળ એવો આસામી નથી સમજવાનો; પણ કયાનીઅન અને હુખામેનીઅન, સાસાનીઅન અને પારથીઅન વડવાઓનું ખમીર પોતાની નાડમાં ધરાવતા, શરીરે જોરાવર, નાણે ભરપુર, અને પ્રજાકીયપણાનો અંશ ધરાવનાર એક ઉંચા બુધ્ધિબળનો

નર સમજવાનો છે. શેહેરીની આ વ્યાખ્યા મુંજબ મરહુમ સર ફીરોઝશાહ એક શ્રેષ્ઠ શેહેરી વીના શકે હતા. તેમનું કદાવર શરીર કે જે જ્યારે મહાન સભાઓમાં દાખલ થતું ત્યારે હજારોની સંખ્યા વચ્ચે પણ તેની ઉંચાઇ અને કદાવરીને લીધે જણાઇ આવતું, તેમનું મહાબુદ્ધિબળ કે જેને અંગે તેઓએ ભલભલા રાજ્યદ્વારી કે આર્થિક સવાલો પર પોતાનું મગજ દોડાવયું હતું અને દેશને રાહબરીનો પૂર્ણ લાભ આપ્યો હતો. તેમનું અદ્‌ભુત આત્મિક બળ કે જેનાં પરાક્રમથી તેમણે ખુદ શહેનશાહ કે રૈયતને આંજી નાંખ્યાં હતા એ સર્વેનો આજે જ્યારે આપણી સન્મુખ રજુ કરીએ છીએ ત્યારે એક શ્રેષ્ઠ શેહેરી, ઉંચામાં ઉંચા લાયકાત ધરાવતા મહાન હીંદીવાન આપણી નજર સન્મુખ આવી ઉભો રહે છે. કોરપોરશનમાં કાંઇક લડતખોરો આવી ગયા તો તેમના સામે સર ફીરોઝશાહે ટકકર ઝીલી હતી. મુંબઇની ધારા બાંધનારી કાઉન્સીલ હ્યો કે વડી ધારાસભા હ્યો ત્યાં કાંઇક ગવર્નરો અને વાઇસરૉયે એમની લડતથી હાથ જોડયા હતા. મુંબઇમાં હેરીસન અને લૉર્ડ કરઝન જેવા કોકસીયાઓને તેઓએ હંફાવ્યા હતા કરઝન અને સીડનહેમ કલાર્ક જેવા હાકેમો તેમનાથી તોબાહની તાલી પોકારતા હતા, એજ રીતે દરેક ખાતાંમા શેહેરીપણાંની શ્રેષ્ઠ છાપ જે હાલમદીલી સચાઇને વળગી રહીને લડત ચલાવવી એવી ઉલટ વીગેરેમાં સમાઇ

જાય છે તે છાપ એઓએ પાડયો હતો. આજે આપણી વચે બીજો એકબી એવો નથી; અને નથી એમ આપણે વરસો પરથી જાણતા આવ્યા છીએ, છતાં તેવો એક પેદા કરવાને થોડીકબી કોશેશ કરી નથી; કારણ કે રાજદ્વારી વીચારોનો રોહજ આપ- આપણામાં વહેતો બંધ થયો છે જે કમનસીબીની વાત છે.

## સર ફીરોઝશાહ-એક મહાન હીંદી.

૧૮૮૫ માં જયારે લાર્ડ ડફરીન હાકમ હતા ત્યારે કાન્ગ્રેસ પહેલવહેલી હસ્તિમાં આવી હતી, અને તેને હસ્તીમાં આણુ-નાર બોનરજી, બ્રાડ્ટ, હયુમ, લાલમોહન ઘોશ, બ્રેડલો, વેડર-બર્ન, દાદાભાઈ નવરોજી ભેગા સર ફીરોઝશાહ પણ હતા. તે વખતનો તવારીખનવેશ પહેલી કોન્ગ્રેસના તખતાનો દેખાવ આપતાં જણાવે છે કે there was that slim but godly figure like a chiselled marble statue, short in stature but colossal in intellectual equipments, whose national turban considerably made up for his height and in whom nature seemed to have wonderfully blended the dwarf and the giant, the Grand Old Man of India-Mr. Dadabhai Naoroji. આ દાદાભાઇ નવરોજીનો ચીતાર રજુ કરે છે. આગળ ચાલતાં સર ફીરોઝશાહ મેહેતા વીશે તેજ ઇતીહાસ કરવા જણાવે છે. કે—There were those two out of that bright constellation of the three

rising stars of the Western Presidency, who formed a happy conjunction combining patriotism with sobriety, enthusiasm and moderation of three different races,—Messrs Telang, Pherozeshaw Mehta and Rahim Sayani. આ રીતે સર ફીરોઝશાહે પોતાને રાજદ્વારી કીર્તિની શરૂઆત કરતાં પોતે પોતાના સર્વ ગોઠીયાઓને એટલી હદ સુધી વટાવી ગયા કે તેઓ પાછળથી એમનેજ એક રાહબર તરીકે ગણવા લાગ્યા હતા. હીંદની ૩૩ કરોડની વસ્તીને સ્વરાજ્ય શું તે વહેવારૂ રીતે અમલમાં મુકીને રાજ્ય કર્તાઓ પાસે તે હક મેળવી આપનાર આ મહાન હીંદીવાન હતો. ભલેને આજે બીજી કોમો તેમનો હક વીસારી મુકે પણ હીંદની તવારીખમાં સર ફીરોઝશાહનું નામ સ્વરાજ્યનાં પહેલાં પ્રકરણમાં પહેલુંજ રહેશે. પોતાની બાહોશી અને વાકચાતુરીના બળથી તેઓએ હીંદને માટે સ્વરાજ્યની તકો ઉભી કીધી હતી, તે તકો તેને મેળવી આપી હતી, અને મરણ ટાકણે તેના હકો મેળવી આપીને આ જહાન છોડી ગયા હતા.

## હીંદને આપેલા પોતાના ચેલાઓ.

સર ફીરોઝશાહે પોતાનો જુસ્સો ધરાવતા અને પોતાના વિચારોની સીમા ઉપર ચાલતા પોતાના ચેલાઓ વટીક પેદા કીધા હતાં. એમાં તેમની વધારે મોટી કીર્તિ રહેલી છે. ગોખલે, ગાંધી, ચીમનલાલ સેતલવડ, નારાયણ ચંદાવરકર, ભાલચંદ

કૃષ્ણા, પ્રોફેસર પરાંજપે વીગેરે તે મરહુમના રાજ્યદ્વારી ચેલાઓ છે, જેઓ તેમના નિયમને વળગી રહીને ચઃલવામાં આજે ગોખા હીંદના સ્થંભો જેવા થઇ પડ્યા છે. આ ચેલાઓએ મરહુમનું અધુ રહેલું કામ પુરૂં કરવા હાથ ધર્યું છે. અહીંઆં તેમની રાજદ્વારી સેવા તેમના મરણ બાદ પણ ચાલુ રહી છે.

## મરહુમ સર ફીરોઝશાહ અને પ્રજાકીયપણું.

સર ફીરોઝશાહ માત્ર એક શેહેરી નહોતા, માત્ર એક હીંદીવાન નહોતા, પણ બ્રીટીશ શહનશાહતના એક અંશ હતા. એ તેમના બહોળાં દેશાભિમાનની ઉંડી છાપ આપણા મગજ ઉપર પાડે છે. એક મહાન નર માત્ર કોમ કે દેશ માટે જીવતો નથી. તેનું કાર્ય તો આખી ખલકતનાં ભલાં કરવામાં રહેલું છે. સર ફીરોઝશાહ તેવા મહાન્ નર હતા. કોઇબી સવાલ નાનો કે મોટો તેમના હાથ નીચે જવા સીવાય પસાર થતો હતો નહી. જ્યારે તેવણ ગુજર્યા ત્યારે આકાશપર વાદળાં છવાઈ રહ્યાં હતાં. એ એટલું બતાવે છે કે ખુદ કુદરત તેવા મહાન્ પુરૂષના મરણ માટે વીલાપ કરતી હતી. પ્રજાકીયપણું, દેશસેવા અને દેશાભિમાનના વિચાર સાથે ધાડો સંબંધ ધરાવે છે. આ તરેહનું પ્રજાકીયપણું સર ફીરોજશાહ ધરાવતા હતા. તેઓ સ્વાર્થી નહોતા. દેશની સેવાને નામે પોતાના ખીસાં પુર કરનારા યા એક બીજા પાસે કામ કરાવી પોતાનું નામ કાઢનારા નહોતા. તેઓના પ્રજાકીયપણાથી આપણને હીંદીવાનોને જે ધડો મળે છે તે આજે ઉપાડવામાં આવે તો હીંદને આજે

લીડરોની જે ખોટ છે તે પુરાવા પામે, અને આ દેશ કે જે માટે સર ફીરોઝશાહે પોતાનું લોહી વટીક રેડયું હતું તે બહેત્તર થાય.

*　　*　　*　　*

## ફીરોઝશાહની શરૂઆતની કારકીર્દીનું એક પ્રકરણ.

સર ફીરોઝશાહ મેહતા કે જેવણુ પોતાના વખતમાં સોથી આગળ પડતા રાજ્યદ્વારીઓમાંના એક હતા. જેઓ એવણુના વખતમાં ગોયા સિંહ મીસાલ લેખાતા હતા, અને કેટલોક વખત સુધી તો મુંબઇના તાજ વગરના શેહેનશાહ તરીકે ઓળખાતા હતા, તેવણે પોતાની રાજદ્વારી કીર્તિની શરૂઆત કેમ કીધી હતી તે આપણે અત્રે ટુંકમાં જોઇશું ! કારણ કે અત્યારે જે કેટલાક પારસીભાઇઓ રાજદ્વારી ઉલટમાં આવી ગયા છે, અને પોતાની કોમના ભુતકાળને વફાદાર રહીને ભવિષ્યમાં શું સારૂં કરવું તેની કાંઇક આતુરતા બતાવવા લાગ્યા છે તેવાઓને માટે હું આગળ થઇ ગયેલા મહાન રાજદ્વારીઓના જીવનચરીત્રોનો અભ્યાસ કરવાની ભલામણ કરીશ. વીલાયતમાં રાજદ્વારી નરોની કારકીર્દીના પાયા ઉથલાવવા એ તો દરેક ઉછરતા રાજદ્વારી માટે સીધું ફરમાનજ હોય છે. અહીંયાં આપણે શરૂઆતના પગથીયે છીએ તેથી કદાચ એવો મામલો હમણાં જોઇશું નહી; છતાં શીખેલા અને ભણેલાઓ માટે રાજદ્વારી જીવનચરિત્રોનો અભ્યાસ કરવો એ પોતાને માટે શું નીયમે ચાલવું અને આગળ વધવું તે મુકરર કરવા બરોબર છે.

ફીરોઝશાહ જ્યારે પોતે બારીસ્ટર થઇ અત્રે પોતાની પ્રેક્ટીસ ધમધોકાર ચલાવવા લાગ્યા ત્યારે એવણને ધીમેધીમે એમ લાગવા માંડયું કે દેશસેવા માટે આપણે ઉત્કંઠા ધરાવવી એ ખરે-ખરૂં દેશાભિમાન છે. એક સર્વ દેશાભિમાની જન્મથીજ પોતાની માદર ઝમીનને ચાહે છે અને ફીરોઝશાહનો જો કે પહેલાંથી ખર્ચ ઘણો ભારે હતો છતાં પોતાની ઘણી ખરી પ્રેકટીસનો ભોગ આપવાને તેઓ સદા તૈયાર હતા. ફીરોઝશાહે પોતાની રાજ્યદ્વારી જીંદગીમાં કીર્તિ મેળવી તે ખરી રીતે જોતાં લાખોનો ભોગ આપવા સમાન હતું. અને દરેક રાજ્યદ્વારી ઉત્સાહી શખસને ફીરોઝશાહ એક ધડોજ પુરો પાડે છે કે રાજ-દ્વારી સેવાનો અર્થ જાતી ભોગની સાથે લપેટાઇ રહેલો છે.

ફીરોઝશાહની રાજ્યદ્વારી કીર્તિ સને ૧૮૬૯–૭૦ થી શુરૂ થાય છે. તે વખત કરતાં અગાઉ દાદાભાઇએ વીલાયતમાં ઇસ્ટ ઇંડીઆ એસોસીએશનની સ્થાપના કીધી હતી, અને તે રાજદ્વારી સવાલોમાં પુષ્કળ ઉલટ લેતું હતું. ફીરોઝશાહ, નવરોજી ફરદુનજી સર જમશેદજી જીજીભાઇ, બાળમંગેશ વાગળે, શંકર શેઠ વીગેરેનો વીચાર એવો કે તે મંડળની શાખા અત્રે મુંબઇમાં સ્થાપવી. ત્યારે ૧૮૬૯ માં મુંબઇમાં એક મોટી જાહેર સભા બોલાવવામાં આવી અને સર જમશેદજી બીજા બેરોનેટ સાહેબે પ્રમુખની

ખુરશી લીધી બોમ્બે એસોસીએશનના સેક્રેટરી તરીકે નવરોજી ફરદુનજી કાર્ય કરતા હતા કે જેઓ Tribune of the People કરીને ઓળખાતા હતા. તેવણ રાજદ્વારી વિષયોમાં તે વખતે આગળ પડતા હતા પણ તરતનાજ ત્યારે પછી તેવી સેવા લાંબો વખત બજાવતા અટકયા હતા, જે નવું મંડળ હસ્તીમાં આવનાર હતું તેની નેમો અને નીયમો જુદા પ્રકારના રાખવામાં આવ્યાં હતાં. અને ફીરોઝશાહને બાળમંગેશ વાગળેની સાથે જોઇન્ટ સેક્રેટરી તરીકે નીમવામાં આવ્યા. જે સાધારણ સેક્રેટરીના અલકાબ સહિત કામ કરનાર હોય છે તે તો ફીરોઝશાહે ચાલ્યું રાખ્યું હતું, પણ શરૂઆતમાં જે મોટી જાહેર સભાદ્વારા ફીરોઝશાહે જાહેર ભાગ લીધો હતો તે દાદાભાઈ નવરોજી જ્યારે વીલાયતથી અત્રે પહેલાવહેલા આવ્યા હતા ત્યારે તેમની સેવાની સ્તુતિમાં તેમને એક જાહેર પરસ આપવા સંબંધી હતો. દાદાભાઇની સેવા કેટલી ઉમંગી હતી તે અત્રેના વતનીઓએ પીછાની લીધું હતું, અને તેના બદલામાં તેવણને નાણાનો ટેકો આપવા અત્રેથી ઇસ્ટ ઇન્ડીયા એસોસીએશનની દેખરેખ હેઠળ પ્રજાએ ચળવળ કરવા માંડી. તેનું વડપણ લેનારા ફીરોઝશાહ હતા. કહેવાની જરૂર હોય નહી કે દાદાભાઇએ આ નાણાને મુદલ હાથે લગાડયો હતો નહી અને પોતાનાં રાજદ્વારી કાર્યમાં તે સર્વેનો ઉપયોગ કીધો હતો.

ફીરોઝશાહ આ રીતે નવાસવા તરીકે દીપવા લાગ્યા હતા. ત્યાર બાદ એજ એસોસીએશનના વડપણ હેઠળ એવણે શાખ્યદારી નીબંધો વાંચવા માંડ્યા, જેમાંનો પહેલો મુંબઇમાં ગ્રાંટ–ઇન–એઇડના ધોરણને વખોડી કાઢનારો હતો. કેળવણી સંબંધી ફીરોઝશાહે સઉથી પહેલા બહુ ખંત બતાવવા માંડી હતી, જ્યારે એવણ વીલાયતમાં બારીસ્ટર તરીકે હતા ત્યારે ત્યાંની એસોસીએશન સમક્ષ પણ આજ વિષય ઉપાડયો હતો. ફીરોઝશાહનું કહેવું એવુ હતું કે ૧૦૦ થી ૧૫૦ વરસ સુધી બ્રીટીશ સરકારે પોતાનું અમુક રાજ્યબંધારણ રચ્યું છે. તે દરમ્યાન જે કેળવણી બહુ ધીમે અપાય છે તેથીજ આમ લોકો અજ્ઞાન રહે છે. માટે ગ્રેન્ટ–ઇન–એઇડ પદ્ધતિ હીંદ માટે બીનઅનુકુળ છે અને સરકારની કેળવણી સંબંધી નીતિ વખોડી કાઢવા જેવી છે. ખુદ ૧૮૫૪ નો ડીસપેચ જેટલા અંશે જોઇએ એટલે અંશે હીંદીવાનોની ધારણાઓ આ નેમોને પહોંચી વળી શકતો નથી. [illegible] કેળવણીની નેમ હીંદમાં બર આવી નથી. લોકોને સ્વરાજ્ય તરફ વધુ ઝડપી વેગે લઇ જાય એવી કેળવણી આપવાની ફીરોઝશાહની મૂળ હીમાયત હતી.

---

# હીંદીવાનોને ઉંચા સરકારી ઓધ્ધા.



## તે માટે જુંબેશ ચલાવનાર બળવાન પારસી રાજ્યદ્દવારીઓ.

---

ઉપર જણાવ્યું તેમ ફીરોઝશાહે સરકારી કેળવણીની રૂઢી વખોડી કાઢતાં અમુક બંધારણવાળી યોજના પ્રજા સનમુખ મુકી હતી, કે જે અત્યારે શુરૂઆતની, વચગાળેની અને આયંદે ઉંચી કેળવણીની પધતિઓ દાખલ આપણી વચે જણાય છે તેને લગતી હતી. વાંચનારને કહેવાની જરૂર નહી હોય કે ફીરોઝશાહનું રાજ્યદ્વારી જ્ઞાન કેળવણીની સુધારણા તરફ બહુ વપરાયલું હોવાથી એવણ આપણી સ્થાનીક યુનીવરસીટીના વરસો સુધી ફૅલો હતા, અને પાછળથી વાઇસ ચાનસેલર બન્યા હતા, અને ખુદ ડાક્ટર ઓવ લૉઝની માનવંતી ડીગ્રી ધરાવી શકયા હતા. ઉપલાં લેકચર વખતે રાનાડે, બાળ મંગેશ વાગળે, અને વીલીયમ વેડરબરને ભાગ લીધો હતો, રાનાડે સામા પડયા હતા જ્યારે બાળ મંગેશે ફીરોઝશાહ તરફથી રાનાડે સામે મજબુત જુમબેશ ચલાવી હતી. વેડરબર્ન સાહેબનું જણાવવું એમ હતું કે શરૂઆતની કેળવણી આપવામાં તો સરકારેજ મદદ કરવી જોઇએ પણ ફીરોઝશાહના કેળવણી સંબંધી તે વખતે વીચાર કેટલાં આગળ વધેલા હતા તે આજે ૫૦ વરસ પછી આપણને જણાય છે કે તેજ

ખરા હતા. યાને કે સરકારે જે કેળવણીનાં સાધનો પુરાં પાડયાં તો પ્રજા સાથે સહકાર થઇને કેળવણી પુરી પાડવા કરતાં તે વધુ ખરચાળુ થઈ પડે. ફીરોઝશાહ કેળવણીના મોટા હીમાયતી હતા. અને પ્રજાનું ઘણું ખરૂં દ્રવ્ય તે મારગે ઘસડાય એમ જોવાને તેઓ વારંવાર ઇન્તેજારી દરશાવતા હતા. ફીરોઝશાહ જણાવતા કે જ્યારે રૂ. ૪૦, જેટલા લશ્કરી ખરચો પાછળ સરકાર વાપરે છે ત્યારે માત્ર ૩૧, જેટલો કેળવણી સંબંધી વાપરવામાં આવે છે.

જે બીજો સવાલ છે કે જેમાં ફીરઝશાહે આગળ પડતો ભાગ શરૂઆતમાં લીધો હતો તે દેશીઓને સરકારી નોકરીમાં મોટા અને ઉંચા હોદ્દાઓ આપવા સંબંધી હતો. દાદાભાઇએ તો પારલામેંટમાં ઠરાવ વટીક હરબર્ટ પોલ પાસે મુકાવ્યો હતો કે હીંદ અને વીલાયત બંને ઠેકાણે એકી વખતે પરીક્ષા લેવી પણ તે પારલામેંટે પાસ કીધું હતું છતાં હીંદી વજીરે નાકબુલ કીધું હતું. આયંદે સઉ ઠેકાણેજ પડયું હતું. ૧૮૩૩ માં સરકારે એક કાયદા મારફતે પસાર કરાવ્યું હતું કે ન્યાત જાતના કશા-પણ તફાવત વીના અમે દેશીઓને હોદ્દાઓ આપીશું; પણ ૧૮૫૩ જેટલાં વીસ વરસ થઇ ગયાં પણ હીંદીવાનોને તે સંબંધી કશી દાદ લાગી નહી. રોબર્ટ પીલ, લેન્સડાઉન વીંગરે જેવા બ્રીટીશ રાજ્ય દ્વારીઓએબી મોઢેથી ઘણી હીમાયત

કીધી હતી કે હીંદીવાનોને ઉંચ હોદ્દાઓ આપવા, અને હીંદ અને ઇંગલાંડ બંને દેશોમાં એકી વખતે પરીક્ષા લેવી, પણ તે સઉ હવામાંજ રહી ગયું હતું. એ બાબે તો ૧૮૬૦ માં એક વગવાળી પારલામેંટરી કમીટી પણ નેમાઇ હતી, પણ કમીટીના ખરચો હીંદને કપાળે ચોંટયા હતા તેજ. વધુમાં નફો કાંઇએ નહી. પણ દાદાભાઇ જેવા ઉમંગી નર વીલાયતમાં હતા અને ફીરોઝશાહ જેવા બાહોશ નર હીંદમાં, એટલે આ સવાલ કાંઇ શાંત પડે એમ નહોતું. ૧૮૬૭ માં દાદાભાઇએ ઇસ્ટ ઇન્ડીઆ એસોસીએશન સન્મુખ એક નીબંધ વાંચીને ત્યાં પ્રજામત મજબુત ભેગો કીધો, અને ઠરાવવામાં આવ્યું કે હીંદી વજીરને એક મેમોરીઅલ મોકલવો. તે વખતે સર સ્ટૅફર્ડ નૉર્થકોટ હીંદી પ્રધાન હતો, તેણે દાદાભાઇવાળો મેમોરીયલ કબુલ રાખ્યો ડેપ્યુટેશનની સારી અગતાસ્વાગતા કરી, અને હીંદી વાઇસરોય સર જોન લૉરેનસનાં મત માટે ઉભા રહેવાનું કહી હીંદને છાતીએ હાથ દીધો. ફીરોઝશાહ તે વખતે હીંદમાં જબરૂં લોકમત ફેરવી રહયા હતા. તકરાર અને હોજાતોજીમાં હીંદી વજીરે બીલ પસાર કરાવીને ઠરાવ્યું કે સરકારની જેના ઉપર પસંદગી ઉતરે તેને સરકારી નોકરીમાં દાખલ કરવો. પણ તે "મુઆં નહીં ને ભૂત થયા" વાળી કહેવત મુજબ હીંદને કશોબી લાભ મેળવી આપી શકયું નહી. દાદાભાઈ તો બાપડા હમેશાં આશાવંતજ હતા. આશા ને આશામાંજ ચાલુ લડતો કરતા અને ખંતમાં સહેજ બી ઘટાડો થવા દેતા નહી પણ ફીરોઝશાહે જ્યારે ઉપલી

મકસદનું બીલ જોયું ત્યારે દરેકે દરેક કલમ ઉપર સખત નુકતેચીની કરવાં માંડી અને જે વીરોધ તેવણે તે વખતે દેખાડયો હતો તેવા તો આજે કટ્ટામાં કટ્ટો અસહકારીબી દેખાડી શકે નહીં. પછી ફીરોઝશાહ જ્યારે પંજો મારવા અને ઝીલવા ઉભા થતા ત્યારે એક સિંહની મુવાફેકજ કરતા. ૧૮૭૦ ની સાલમાં જ્યારે ઉપલી તકરાર વધી પડી ત્યારે એવણે ઇસ્ટ ઇંડીઆ એસોસીએશનની મુંબઈના શાખા સુમક્ષ તે લાવ્યા અને પોતાની જવાનીના બહારની ઝબાનદરાઝીના જોરથી સરકારને પગથી માથાં સુધી ધ્રુજાવી હતી, તેવણ એમ કહેવા માંગતા હતા કે બ્રીટીશો ફક્ત લુટ કરવાજ બેઠા છે, અને હીંદીવાનોના સાધારણમાં સાધારણ હકો લુટી લેવામાં આવે છે. તે વખતનું ભાષણ આજે જ્યારે આપણે વાંચીએ છીએ ત્યારે જાણે નામાંકીત વકતા સીસેરો એથીનીઅન સેનેટમા કેટીલીન ના બેરજીઆને ધ્રુજાવતો હોય તેવું સંભળાય છે.

× × +

૧૮૯૩ ની કોન્ગ્રેસમાં પારસી પ્રમુખ નેમાયા એ એક મગરૂરી ભરી બીના છે, પણ તેજ વખતે બીજી વધુ મગરૂરી ભરી બીના તો એ છે કે તેજ કોંગ્રેસમાં એક તદ્દન નવોજ સવાલ જે આજે ઘણો ચરચાય છે તેને લગતો ઠરાવ એક પારસીએજ કોંગ્રેસ સન્મુખ મુકયો હતો.

## મર્હુમ ડા. બહાદુરજી.

આજે એક અગત્યનો સવાલ એ છે કે હીંદીવાનોને મેડીકલ સરવીસમાં હોદ્દા આપવા, અને તેમને ઇંગ્લેંડ

જેટલાજ ઉંચા પગાર વીગેરે આપવા. લડાઇમાં જો કે આ માગણીને કેટલેક રવેશે ટેકો મળ્યો છે, તોબી એનો પહેલો ઠરાવ રજુ કરવાનું માન એક પારસીને ઘટે છે, અને તે મર્હુમ ડા. ફ્રેમશારૂ બહાદુરજી હતા. વધુમાં એક અત્યાર સુધી અંધારામાં રહેલો સેવાલ જે પ્રજાકીય સમુહ સન્મુખ મેલવામાં આવ્યા હતો તે લશ્કરી સંબંધ હતો અનીતે અને તેબી જાહેરમાં લાવનાર એક પારસીજ હતો.

## સર દીનશાહ વાચ્છાએ લૉર્ડ રૅાબર્ટસ સામે ચલાવેલી જીકર.

હીન્દી લશ્કરનો વડો ૧૮૯૦–૯૫ માં લોડર રૅાબરટસ હતો. લશ્કરમાં અનીતિ ધમધોકાર ચાલતી હતી. તેને ખુદ સરકાર તરફથી પણ ઘટતી કાળ જી લઇને દેખાવા દેવાનાં સાધનો લેવામાં આવ્યાં નહોતાં. આ વાત ઇંગ્લડમાં Purity Society નામની મંડળીની જાણમાં આવતાં તેની વડી મીસીસ જોસેફાઇન બટલર નામની ઉદાર સ્ત્રી વચે પડી. તેણીએ તે વખતના મી. દીનશાહ વાંચ્છા સાથે પત્રવ્યવહાર ચલાવ્યો. દીનશાહ વાછાએ આ બાબદમાં વધુ ઉલટ લેવા માંડી અને બનેએ ભોપાળાં બહાર પાડ્યાં. લોર્ડરોબરટસે આ ઉપરથી શોધખોળ કાઢવા એક કમીટી નેમી અને જોકે પહેલાં તો તે ઇન્કારજ કરતો હતો, પણ પાછળથી કમીટીની ભલામણ ઉપરથી તેણે મીસીસ

બટલરની વાત માન્ય રાખી અને મીસીસ બટલર તેમજ દીનશાહ વાચ્છાની માફી ચાહી. આ પછી કોંગ્રેસને જણાવવામાં આવતાં તે પ્રજાહીત મંડળે આ બંને પરગજુ કામ કરનારાઓને ભારે માનથી વધાવી લીધાં હતાં.

## ગુલામી લખત કરાવી પરદેશ લઈ જવામાં આવતા હિંદીવાનો

૧૯૦૧ ની કોંગ્રેસમાં દીનશાહજી વાચ્છા પ્રમુખ નીમાયા હતા. આ કોંગ્રેસમાં પહેલવહેલાં લખત કરીને પરદેશ લઈ જવામાં આવતા હીંદીવાન મજુરોને લગતો સવાલ ચર્ચાવામાં આવ્યો હતો. આ સવાલ સર હેનરી કૉટને આસામના ચાહના ખેડુતાના બાબમાં પહેલવહેલા જગાડયો હતો, અને સર દીનશાહ વાચ્છાએ તે ઉપાડી લીધો હતો. વળી એજ કોંગ્રેસમાં ઈંગ્લડમાં હીંદના અવાજનો પડઘો પાડવા સારૂં "ઇન્ડીઆ" નામના પત્રને પગભર કરવામાં આવ્યું હતું. સર દીનશાહ એક લેખક તરીકે અદ્દભૂત શક્તિ ધરાવતા હતા અને "ઇન્ડીયન સ્પેકટેટર" વગેરે પત્રોમાં બહુ સખ્ત લખાણો કરતા હતા. એવણ બોલીદરાઝ જેટલા નહી તેટલા કલમબાજ હતા અને આજેબી છે. તેમાં રાજદ્વારી સવાલો અને આર્થીક બાબદો તેમજ આંકડા વગેરેની ગણત્રીમાં એવણના જેવા આજે એકબી બાહોશ હીંદીવાન હસ્તિ ધરાવતા નથી.

## હીંદી રાજ્યમંડળના સેક્રેટરીઓ એક પારસીજ.

કોંગ્રેસ જ્યારે ધોરણ મુજબ સ્થપાઇ અને જ્યારે તેનું કામ-કાજ એક નીયમ મુજબ ચાલવા લાગ્યું ત્યારે તેને માટે સેક્રેટરીની જરૂર પડતાં આખાં હીંદુસ્થાનની પસંદગી એક પારસીપરજ ઉતરી હતી, અને તે મુજબ ૧૮૯૪ માં જ્યારે કોંગ્રેસના સ્થાપક અને પીતા મી. હ્યુમ વિલાયત ગયા ત્યારે તેની જગ્યાએ સર દીનશાહ વાચ્છાને નેમવામાં આવ્યા. ૧૮૯૦–૯૧ થી તે ૯૪ સુધી પંડીત અજુધ્યાનાથ અને આણંદ ચારલુ જોઈંટ સેક્રેટરીઓ તરીકે હતા. પણ ૧૮૯૫ માં મી. હ્યુમની જગ્યાએ દીનશાહ વાચ્છા આવ્યા. ૧૯૦૩ મા તેવણ ની સાથે મરહુમ મી. ગોખલે જોડાયા. આ ઓધો સર દીનશાહે ઘણો લાંબો સુધી ભોગવ્યો હતો. પણ હવે જ્યારે કોનગ્રેસનું વાજું અંતીમ પક્ષવાળાઓના હાથમાં આવી લાગી છે ત્યારે

### સર દીનશાહ જેવા મોડરેટ

વીચારના ગ્રહસ્થને માટે તે હોદ્દો લાયક રહયો નહી. ૧૯૦૮ માં મી. ગોખલેની જગ્યાએ દાજી આબાજી ખરે નીમાયા પણ સર દીનશાહે પોતાના માનીતા કાંગ્રેસનુ રક્ષણ કરવામાં કશુંએ બાકી રાખયું નહી અને દરેક મુશકેલીઓ હેઠળ તેમજ સામી પક્ષની જુમબેસ હેઠળ તેની સેવા બજાવવાનું ચાલુજ રાખ્યું.

કાંગ્રેસને મુંબઇમાં જનમ મળ્યો અને મુંબઇએજ કાંગ્રેસને પારસી-ઓમાંથી ખરા રાહબરો અને રક્ષણ કર્તાઓ પુરા પાડયા છે. ખુદ સ્ટેન્ડીંગ કમીટીમાંબી મુંબઇના પ્રતીનીધી તરીકે ફીરોઝશાહ મહેતા હતા.

## ૧૯૦૬ ની કાંગ્રેસ અને દાદાભાઇ પ્રમુખસ્થાને.

કલકતા ખાતે ભરાયલી ૧૯૦૬ ની કાંગ્રેસ સાથે દાદાભાઇ નવરોજજીનું નામ અમર જોડાયલું રહેશે. જો કાંગ્રેસ તવારીખમાં સઉથી જબરૂં ઉશકેરણીવાળું વાતાવરણ કદીબી થયું હોય તો ૧૯૦૬ ની કાંગ્રેસમાજ હતું, અને તેમાંથી કાંગ્રેસને બચાવનાર એક પારસી રાજદ્વારીજ હતો. આ કાંગ્રેસનુ બ્યાન લખતાં અને દાદા ભાઇની સેવા વિષે તારીફ કરતાં ઇતિહાસકાર લખે છે કે:–It was at this session that the long pent-up resentment of the people at the apathy and indifference of the Government towards popular demands, intensified by an avowed policy of reaction along the whole line, burst forth into a blaze and the Congress was for the first time threatened with a split which only the strong and revered personality of Dadabhai averted for the time being. આ તવારીખી સભામા દાદાભાઇ નવરોજજીએ સ્વરાજ્યનો સંદેશો હિંદને પુગાડયો હતો

પણ તે હાલનું સ્વરાજ્ય હતું કે કે નેમ તેવણ આજે હયાત હતે તો આપણે જાણી શકતે. દાદાભાઇ એકજ એવા પારસી અને હીંદીવાન થઇ ગયા છે કે જેઓના રૂહને દરેક જણ કોમનો કે પરકોમનો એકે દીલે આફ્રેની આશીરવાદના ઉદગારો દે છે. રાજ્યદ્વારી 'પરસનેલીટી'નો ધંડા દાદાભાઇએ જે શીખવ્યો છે તેથી હીંદ ગોયા જાગૃત બની ગયું છે. આ બી એક પારસીજ કરી ચુક્યો.



## કર્તાનાં બીજાં રાજ્યદ્વારી ચોપાન્યાંઓ.



**Call for Natoinal Service.**
**Problems before India.**
**Principles of Satyagrah.**
**A Brief Review of Lord Chemsfords' Administration.**

કર્તા કને થી મળશે
ઠે.- સ્ટાર બીલ્ડીંગ, ઓન્ટરોડ, મુંબઈ.

૧-૧-૧૯૨૨.

મુદ્રક-પ્રભાશંકર જયશંકર પાઠક. પુરંદરે પાઠક પ્રીંટીંગ
૭ કાકીરદ્વાર મુંબઈ. ૪
પ્રકાશક—શ્યાવક્ષ હોરમસજી ઓબવાળા.
સ્ટાર બીલ્ડીંગ, ઓન્ટરોડ.—મુંબઈ.